# अंबाजीना छंद नी चोपडी.

## ભાગ ૧ લો.

અમીચંદ મોતીચંદના રચેલા તે છપાવી પ્રસીધકરનાર

વીજયાશંકર મણીશંકર.

અંબા નામે સુખ સંપદા, અંબાનામે નવનીધ;
અંબા દરશણથી પામીએ, સકળ પદારથ સીધ;



સુરત

આ ચોપડી "સુરત સીટીપ્રીંટીંગ પરેસમાં" શા૦
ત્રીભોવનદાસ ગોપાળદાસે છાપી પ્રગટ કરીછે.

સંવત ૧૯૩૩——સને ૧૮૭૭.

**કિમત ૪ આના.**

# आद्य शक्ती छंद प्रबंध.

---

## છંદ ૧

પ્રથમ કરૂ પરણામ, નામ લંબોધર દુઃખ ભજન; નમુ સરસ્વતી ગીરજાનંદન- બને ચડીઆપર અસ્વાર; ધન થન થન બાજે પંજન; લંબી. શુંઢ ઉપર શોભે દંતન. જડે દંતપર હીરા અરગજા કેસરકા ચંદન, બના ખુબ રૂપ અતી કુંદન; બીઘન હરણ નામ ધરણ સરણમે રાખી દેના દરશણ નમુ સરસ્વતી ગીરજાનંદન. ૧

કરો કંઠપર સાહે સારદા તમે નીત રક્ષણ, મધુરી વાણી નીકળે તતક્ષણ. અલેક પુરશ અવનાશી રૂશી દેવ કરે તારૂ શમરણ; સારદા સદા રેહેજો પરશન. આપો શુખ સંપદા સમના શીધ શીધ સત બચન; નમુ સારસ્વતી ગીરજાનંદન. ૨

કરી આણંદ ઉલ્લાસ હીલમીલ બેઠે સબ ભગતન, ૯
ના ગાવા મગન, બાજે ઢોલ મૃદંગ શોર કરે છાંયા ખુપ ગગન.
માં છંદ નવી ધરણ. આવી રેહેજો સારસ્વતી જીભ્યાએ લાગુ તાર ચરણ; નમુ સારસ્વતી ગીરજાનંદન. ૩

ચોદ લોક અોર એકવીશ બ્રંહ્માંડ કરે તારૂ રટણ, હરાડે વરણ કરે મથન. દરશણથી દુઃખ જાએ દલીદ્ર કાયા થાએ પાવન, માહા રાજગીર કહે આજે ધનધન. અમીચંદ કહે સાહે કરો હું આવ્યો તારે સરણ. નમુ સરસ્વતી ગીરજા નંદન-૪

સુરત સેહેરના ધીસઆ ફળીઆમા, અંબામાતા બીરાજતી; આ
રા સુરથી અંબા પધારે ધન ધનન ધનન ઘુંઘરૂબાજતી. રૂમઝુમ કરી
આવી અંબીકા જળહળ જોત ઝલકતી હે; કાનમે કુંડળ મુગટ બીરાજે,
શીરછત્ર માણી લળકતી હે; ભમરકટાક્ષ બીરાજે તુમારી હાથચુડી કંગન
ખલગતો હે; બાહે બાજુ બંધ વેડ વીંટી, અંગુઠો હીરેકી ચળકતીહે.

## ઝુલ

તેરી શોભા કયા કહું માને ગળે રતનકો હાર;
હીરા માણેક ઝલકી રહયા જેસી બીજુ કરે ચમકાર;
માને પાઊમેં પાએલ અણવટ વીંછવા અદ્દો અદ્દો મુખસે
બજતી; આરા સુરથી અંબા. ૧

ચત્ર ભુજ તારૂં સ્વરૂપ બીરાજે, મમ માયા પ્યારવાળી;
કરણ ફુલ કાનો[illegible] સોભતાં, લટા છુટી નાગણ કાળી. જમણી બાજુ
ગણેસ [illegible] દાબી પાસે બહુચરબાલી; સંપન પુરથી આઇ અ
[illegible] ભગતનકી રખેવાળી.

## ઝુલ

અંબા મારી માવડી, તુને સજયા સોળે સણગાર;
નાકમેં નથની કમર પટા, તેરી નેણોમેં કાજલ સાર;
ચોળી પેહેરી અસમાની, સાડી નાફરવાની બીરાજતી;
આરાસુરથી અંબા પધારે. ૨

ચોકીદ્વાર માના ચાર બીરાજે, પુર્વ દીશા ઇંદ્ર રેહેતા; પ

અમ દશારર વરણુ દેવતા, ત્યારે ત્યારે સબકું કહેતા. ઉત્તર દશા ધ ન ઇંદ્ર કહેજાતે. ધનપુરીમેં મોરે રેતા; દક્ષણ દશા જમરાજા શીખ રપર, આંખે આંખે મુખથી કહેતા.

## ઝુલ

ચોકીદાર માના ચાર હેં, રે મહમ્માકે આમીન;
એચરી ભુચરી અગોચરી, સબ ત્યારે નામ લો ગીન.
અપ્રમ પાર હેં તેરી માયા, સબ ખળખાર તુજકુ ભજતી;
આરા શુરથી અંબા પધારે. ૩

શીખર બંધુ માનુ દેહેર બીરાજે, ધજા ફરકતી દેખો ગગન; બ્રાહ્મણ વેદ ભણે સઉ મુખથી, ચંદી પાઠતે કરને લગન. વીજયાશ કર કરે આરતી, સદા સરણુમેં રહે મગન; ઇંદ્રાસનથી અધીક શોભા, ફુટા ફુવારા ઊડને લગન.

## ઝુલ

હાંડી તકતા શોભી રહયા, ઝુમ્મરચારો પાસ;
સુરજ મુખી સલગી રહી, જેસા ચંદ્ર ખીલા આકાશ.
ધદ્રંપ સ્યાંન મીલાવે રાગણી, ગાતા સારંગી ખુપ ગજતી;
આરા સુરથી અંબા પધારે. ૪

કરજોડી માની કરૂં વીનંતી, અપરમપાર તેરી લીલા; નહીં બાલેક નહીં બુઢ્ઢા જુવાન જેસા દેખો પુનેમકા ચંદ્ર ખીલા. માહારાજગીર ઊસ્તાદ હમારે, આજધન તુમારા શરણુ મીલા; અજબ તરેહકી વાડી તુમારી, ચંપા કેવડા છે પીલા.

## ઝુલ

જોઇ જાઇ સેવટી હેં બટ મોગરો ગુલ હજાર;
સંવત ૧૯૨૬ના, અષાડ શુદ ૭ ભોમવાર;
અમીચંદ કહે દાસ હમારા વીજયાશંકર કરે ભકતી;
આરા સુરથી અંબા પધારે. ૫

## છંદ ૩

કકા થકી કહું છું કરજોડી, બત્રીશ હરફમાં સાતેવાર; ખખા ખુસામત કરી કહુમાં હુ રંકને તારો આધાર. ગગા ગણી રવીવારની શોભા જ્યાં દેખુ ત્યાં લાલમલાલ, ઘઘા ઘણા માણેક મુગટમાં રતનમણીછે ઝાકઝમાલ. નના નારાએણી બેઠી તખતપર, લાલસાડી પેરીછે રૂપાળ, ચચા ચાચરવાળી ચંડીકા ચત્રભુજી ચીંતાને તાલ. છછા છાયામાં બેસો તુમારી; હુનીર્ધનીઓ છું નાચાર. ખખા ખુસામત. ૧

જજા જગત જાણે સોમવારે, માજીપેરે સફેત સાણુ; ઝઝા ઝાળ ઝબુકે મોતી, પુનેમચંદ્ર મુખરૂપાળુ. નના નાનાવીધના આભુષણ મંગળનું છે પરવાળું. ટટા ટેકજ રાખો હમારી સીંદુરીયા પેર્યા સાણુ. ઠઠા થાનકે આવી માજીના સેવક સઊ કરે નમસ્કાર; ખખા ખુસામત–૨

ડડા દોડી દુનિયા સઊ આવે બુધવાર ના પાનાલીલા, ઢઢા ધર્યાં આભુષણલીલા, ધનભાએગ દર્ષણમાલા. ણણ મુલ પોખરાજ બ્રહસ્પતી, ગુરૂવારે શાણુ પીળા, તતા તમારી લીલા ભરપુર થયા

ઠીક છંદ આનમીના; દદા દર્ષણ કરૂં માજીના સેવક સઊકરે નમષ્કાર. ખખા ખુસામત—૩

ધધા ધુનમાં બેઠા તમારી, મૃદંગબાજેછે ચોતાલ નના નમુ નવદુગ્રામાને પપાપરેમથી કરૂં સવાલ. ફફા ફીરેમાંની દુવાઇ નવ ખંડ અંબામાતા દીનદયાળ;બબા બીરાજે હીરો દંતઘર સુકર દેવતા આકઅમાલ. ભભા ભાનું ખીલી રહયો, મમા માના મુખડાપર તેજ અપાર. ખખા ખુસામત—૪

યયા આદય ભવાની અંબીકા, સદા તમારૂ કરૂં સમરણ; રરા રાખો લાજ હમારી, લલા લાગું માજીને ચરણ. વવા વખખુ માના દરશણ, બીન છંદ ગાવું નીત્ય નવી ધરણ.શશા સની રાહુ કેતુ નવ ગ રેકરે માનુ સમરણ, સસા સેવક હહો અમીચંદ કે ભવસાગર ઉતા રોપાર. ખખા ખુસામત—૫

## છંદ. ૪

જુગત જનુંની માતા માહા લક્ષ્મી તારો પરતો દુનીઆમાં નવાપરામાં તખત તમારૂં લીમડા નીચે દેરામા. કુવા અંદર વીસ-રામ કીઆથા ગંગારામકું હુવા પરશન, બાળક જાણી મને દયા આણી માજી તુમને દીયા દરશણ. તાઢ પુજારી ચડી કંપારી કંકું. ફુલતો લગે વરશન, ક્ષમા ક્ષમા સબ કરને લાગે આણંદ હોગએ સબકે મન

## રેકતો.

માને હાથ જોડ વીનવી કરૂ નમસ્કારે, જીરે.

માજી મુખશે બોલ્યા કાઢો કુવાથકી બહારે, જીરે.
માના વચન શુણીને ભગત હુવે તઈઆરે, જીરે.
કરી સ્તુતી ઘણી માજીકી શીરપર ઉતરે કુવામેં. નવાપરામાં—૧.

સંવત ૧૮૨૭ આશો શુદ ૮ ગી૦ શુક્રવારે, સબ ભગતનકી કરવા રખેવાળ કુવામાંથી નીકળ્યા બહારે. કોઇ કોઇને તો કોઇનો આસરો હમકું તેરા આધારે, નોબતની તું બેલીછે કર ભગતનકી રખેવાળે.

## રેકતો.

તારે દેરા ઉપર લીમડો બાગજે ઘન ઘોરે, જીરે
ઉડતાં પક્ષી આવતા કરે ખુબ શોરે, જીરે
બોલે મોર ને ચાતર બપઈઆ કોયલ કરે કલ્લોલ. જીરે
અનેક જાતકે પંખી ઉડકર આતે બેઠે લીમડામે, નવાપરામાં—૨

સુરત શેહેરમાં ખબર પોહોચી સબલોક દરશણકું આવે, નાળીએર ઘાટડી માતાને દીએ ગરબાનેકી ખાતર લાવે. દરશણકર કર પરશન હોવે ભગતનકે મનમેં ભાવે, આઠ પેર ઓર ચોસેઠ ઘડી માજી તુમારા ગુણ ગાવે.

## રેકતો.

માને શણગાર તણો હું હવે કરૂં વીસ્તારે, જીરે
માને પાઉમેં પાએલ ઘુગરૂ કરે ઘમકારે, જીરે
માને મુગટ છત્ર ગળેમેં નવ સેરોહારે, જીરે
સોળે સણગાર સજકર બેઠે દરશણ કારણ આયામેં, નવાપરામાં—૩

અપરમપાર છે માયા તમારી અજબ રચી તુમને લીલા, માજી તુમારા સ્વરૂપ બીરાજે, જેસા પુનેમકા ચંદ્ર બીના. કસબી કોરની સાડી બીરાજે નવરંગી છે વાગા પીળા, વાડી તણી હું કયા કહું શોભા તરેહ તરેહકા ફુલ બીના.

## રેકતો.

જુઇ જાઇ સાહેલી બડ મોગરા બીના, જીરે
ગુલાબ, દાવડી ચંપા કેવડા બીના, જીરે
ધન ભા ગ્ય હમારા દરશણ તુમેરા બીના, જીરે
માહારાજગીર ઉસ્તાદ હમેશા અમીચંદ જપતા તેરા નામે;
નવાપરામાં તખત તુમારા લીમડા નીચે ઠામે.—૪

## છંદ ૫

આયા આસો માસ આસ મને દરશણની તારી, નવ દીવસ નવ રાત્રીમાં સઉને આણંદ ભારી.

પ્રથમ પહેલું નવાનતર આસો સુદ પડવેથીરે; અંગ ઉમંગથી જાએ નહાએ સઊ તાકીદે તીરે. કોઇ નર નારી સ્નાન કરી ધ્યાન ધરે શુદ્ધ શરીરે; કોઇ ઘડા કોઇ ઝારી ભરે ચંબુ નીરમળ નીરે. માગણ આવે ગાવે જોગણી કરે વીનંતી તારી; નવ દીવસ નવ-રાત્રી— ૧

બીજ ત્રીજ આણંદમે ચાલી ચોથ ગઇ રંગમેં, કરે ડાટા પાચમે; ખુશી સઊ ઊમંગછે અંગમેં. વાગી રહયા વાજીંત્ર બુગળ ઢોલકકે સંગમેં; કરે વાધરી તાલ બજાવે પડે થાપ મૃદંગમેં આંધે ઘુગરમાળ ફેરીયા રહયા પગ થમકારી, નવ દીવસ નવ રાત્રી—૨

કોઇ કરેછે છઠના ડાટા કોઇ કરે અપવાસે; સાતમે સગ્રે કોઇને તેના અંગમા ઉલાસે. ચાચર ચોકમા ચાલી દેવી સગ્રે એસનકે આસે; બહુચર અંબા ફરેહુદડી કાલીછે પાસે. ફરે જોગણી ચોસેટ ગાએ ગરબા ખુબ ભારી, નવ દીવસ નવ રાત્રી-૩

આઠેમે ફરાળ કરે સગ્રે મંનમાં હરખાતે; ભગત મંડલી કરે ભગાની ગુણ તેરા ગાતે. સુરત સેહેરના લોક મળે શગ્રે દરશણકે આતે, મોદી માલણ બેઠા વેચવા ખાવાના લાતે. અંબાજીને દરે સુરત ખુબ મચી ધમ ભારી, નવ દીવસ નવ રાત્રી.-૪

કંઇક ભગત ગુણ ગાએ તમારા છંદજ લલકારે, હરકીશનકે વીજીયા શકર થઇ જાઓ તઇઆરે. ડાયાભાઇ બોલે રામશંકર કહે ચુનીલાલપ્યારે, પરશોતમ કે વીજભુખણદાશ છંદજ લલકારે. અંબી ચંદકહે હાથ જોડી શગ્રેભગ્તી કરે તારી. નવ દીવસ નવ રાત્રી.-૫

## છંદ. ૬

ચત્ર ભુજીમાં તું, છે આરા શુરવાળીઃ અંબામાં તારૂ નામ. ખપર ભરવા ચાલી; ચત્ર ભુજીમાતું.

પગ પાવડી પેહેરી તેં, કર ઝાજર ઝમકારે;
વાગે ધુગરૂ ધમધમ, ગળે નવસેરા હારે;
કાને કુંડળ મુગટ શીસ, પંચ રત્ન ચમકારે;
કર કંકણ ચુડો હાથ, નેણોમે કાજલ સારે.

### ઝુલ

હે સોળે સણગાર સજીઆ, થયા સીંગ ઉપર અસવાર;

હાથ ઉપર ત્રીશુળ ધરી, થયા અંબામાં તઇઆર.
અહો અહો બોલે મુખથી, મારે દઇત્યો કું ઝાલી.
અંબામાં તારૂ નામ ઉપર ભરવા ચાલી.—૧
માર્યા મધુ કેટમાં તેં, કરી મોહીત મસ્તાને;
મધ્યમ ચરીત્રમાં તેં, લીધા દઇતો કા પ્રાણે;
મઇસાસુર પાપીજે, બડુ મુછેછે બાણે;
કરી યુદ્ધજ અપરમ પાર, કરી માયા નીરવાણે.

ઝુલ

મઇસાશુર પાડો થઇ ઉભો, ચડી માતાને બહુરીસ;
ખડક લઇ રણમાં ધસ્યા, માંએ છેદયુ પાપીનું શીસ
કરી પુસ્પ વૃષ્ટી દેવતા, ઉભા દેવના દુ:ખ ટાળી;
અંબામા તારૂનામ—૨
ચંડ મુડ પાપીને મા, કીધા રણમાં ચુરે;
રકત બીજ રોપ્યો તેં, ઘણા માર્યા અશુરે.
ફરે ત્રીશુળ લઇ રણમાંએ, બળ વાધ્યુ ભરપુરે;
શુંભ નીશુંભ માર્યા તેં, મારી ભેંસાસુરે.

ઝુલ

અસંખ દઇત મારી કરી, માએ કીધા દેવના કામ;
શકતી રૂપે તું એકછે, તારા જુદા જુદાછે નામ.
જ્યારે પડે દેવને દુ:ખ, તું કરે રખેવાળી;
અંબામાં તારૂનામ.—૩

કરે મન વાંછીતમા કામ, તું અંબા અલબેલી;
જગતની રાખો લાજ, તું આવજે માં વેલી;
મને આશા છે તારી, બીજા સઉને મેલી;
ડાહાયાભાઇ સમરેમાં, તુ સઉનીછે બેલી.

## જુલ

મુનીનાથ ભગત માજીના, સદા તેરા ગુણ ગાએ.
હરકીશન સમરણ કરે, વીજીયાશંકર ભજે ગાઆએ;
છંદ કરે અમીચંદ માં, તું છે સઉની વાલી;
અંબામાં તારૂ નામ.—૪

## છંદ. ૭

સુણો અલબેલી, અલબેલી કહું તમને, વીસારો શામાટે હમને—સુણો અલબેલી.

હતીને મોતા. હે માતાને દયા આણી. માજી દાશ તારો જાણી, મુખ મુરમતીઓ. છઉ મતીઓ અગનાની. કોઈ મનઓ સૌ ખુળ ધાણી, પડયો પર પંચમે, પર પંચમે લાગ્યો ભમને.

વીસારો સામાટે હમને ૧

કહણ થવું તમને, તમને તો નહીં લાએક, પશુ પામરને વીસારો છેક, નથી કોઇ માહારે, મારે તો નથી અનેક તું તો રાખ હમારી ટેક પડે સંકટે, સંકટે સમરૂ તમને.

વીસારો શામાટે હમને—સુણો ૨

પુત્ર તમારો, તમારો છઉ બાલે, જુઓ મેહેર દ્રસ્ટી પ્રતી પા

જો, કરૌની આજે, આજે લો સંભાળો, કરૂં દરશણ થાઉ નહાસે. ત
રૂં ભવસાગર, ભવસાગર જીતુ જમને.

વીસારો સામાટે હમને—સુણો ૩

ઉભો કરજોડી. કરજોડી કરૂ રાજણ, હું તો ભાગ તારે ચરણ
દુઃખ છે મોટુ. મોટુ છે જાણ જાણ હું તો આવ્યો તારે. શરણ
અમીચંદ કહેછે, કહેછે માજી તારો.

વીસારો સામાટે હમને—સુણો ૪

## છંદ. ૮

શુણ અંબા મારી માં. કરી તમે દેવની સાહે, તમારૂ
નામ ગરીબ નવાજે; તમે રખો હમારી લાજે.

માએ સજ્યા સોળે શણગાર. પાઉમે ઘુઘરૂ કરે ધમકાર
અનવટ વીછવાએ ઝુમ બાહારે. માને ગળે રતનો હારે. પાઠી
થા કાળી ગાંઠી ચોણપડી. બાલ બાલ મોતી માજી પોરવતી શી
રપર મુગટ કરે ચમકારે નેહોમેં કાજળ સારે.

### દોહરો

ભલા નેણોમે કાજલ સારે,
બની તઇઆરે, થઇ અસવારે,
ભગત શીર ગાજે.

તમે રખો હમારી લાજે. ૧

મહીશાશુર પ્રગટયો જ્યારે, દેવ બહુ દુખ પામ્યા તારે
થયા પ્રસન જગત આધારી, થયા સીંગ ઉપર સ્વારી, કરી કરી

ધને રણમાં ધાએ, કરી ટમકાર ઉભા રણ માહિં, બની વીકરાળી. મા ખપર ધારી, લઇ ખડકને સેન્યા મારી.

### રેકતો

ભલા લઇ ખડકને સેન્યા મારી,
કરે કસ કારી, જગત આધારી,
ભગત શીર ગાજે.
તમે રખો હમારી લાજે. ૨

થયા સુભ રાજા ને સુભ જ્યારે, દેવતા દુખ પામ્યાતા તારે. કરી કરોધ ને બની વીકરાળી. માં ખપર ભાલા ચાલી. રકત બીજ કીધો રણમાં ચુર, પડે રૂધીર પ્રગટે અશુર, એવું દેખી ક્રોધ થાકે કાળી, માં ફરે રણ મતવાલી.

### રેકતો

માં ફરે રણ મતવાળી,
દેતી મા તાળી, અશુર કું બાલી,
કીધા રણ પ્રાજે,
તમે રખો હમારી લાજે. ૩

હાથ જોડી કરૂછું અરજ, માજી હું રખું તમારી ગરજ, અંબા માજી કરો રખેવાલે, હું તો છઉં તમારો બાલે. હું નીર્ધનીઓ નોધારે, માહારાજગીર ગરૂ ગએ બીચારે, તમે જગતનકે પાલણવાલે, અમીચંદ તમારો બાલે.

### રેકતો

અમીચંદ તમારો બાલ કરે રખેવાલે,

કરો પ્રતીપાળ, અંબામા આજે.
તમે રખો હમારી લાજે. ૪

## છંદ. ૯

અંબામા તારૂ દર્શણ દુર્લભ દર્શણથી દુઃખ ભાંગે છે; અરજ
કરીમાને શીસ નમાવું ધન ભાગ્યેગ મારૂ આજે છે. લખચોર્યાસી ફેરા ફરી મનંષા અવતાર ધરાવ્યો છે; ગુલામ તમારો આવ્યો મુસાફર માયામાં લપટાવ્યો છે. કામ કરોધ મોહ મછર માયા દુરમતીપર ધાયો છે; લોભ લેહેર એક નદીઆ વહેછે ઉસમે જીવ ડુબાયો છે. તેમ ખીન પાર ઉતારે કોણ મા ભકતન કે શીર ગાજે છે. અરજ કરી માને—૧

કોઇ એક વખત જીવ જાએ ધરમપર માયા પાછી લપટાવેછે; આખીન હમારૂ રેહેતુ નથી મારૂં પાપ મને અથડાવે છે. હવે ઉપાએ શું કરૂં માતાજી હમકું કાંઇ બતલાવે છે? ચાકર પેહો ચીંતા માહે તું મારા દીલને બહુ ધભરાવેછે. મારી હકીગત સુણી તું જાણે ઘટઘટમાં બીરાજે છે. અરજ કરી માને—૨

નામે નીરંજન તું દુઃખ ભંજન નિર્ધન ને ધન આપે છે; વાંજીઆ દોશ વાંજીઆનો ટાળી તેને ફરજન આપેછે. ભગત કરેમાં ભગ્તી તુમારી તેને દર્શણ આપે છે; જનમ જનમનાં પાપ નીવારણ એક પલકમાં કાપે છે. બહુચર બાલી અંબે દયાળી ભગતન કે શીર ગાજે છે. અરજ કરી માને—૩

મારી હકીગત કહી, મમા માયા તુમબીનકોણ મટાવેછે; બ્રહ્મા

પીભ્નુ રૂદ્રને કહીએ તે તારા ગુણ ગાએછે. સર્વ દેવના દેવ તમેછો તેરા નામકું ધ્યાએછે. મહારાજ ગીર કહે રાય સબ્દને અમર પદને પાવેછે. અમીચંદ કહે છંદ બનાવી તારે હાથ મારી લાજ છે. અરજ કરી માને–૪

## છંદ. ૧૦

જુઓ માજી હુ કહુ તે સાંભળો બહુચર અંબા દીન દયાળ, સંકટ દૂઃખ મારૂં કરો નીવારણુ કરજોડી કહું તારો બાળ. ભુલા ભટકતા ફીરૂં જગતમેં છોડી અમેરા દેશ બતન, તુમબીન મેરા કોઇ નહીં વાલી જીવ કાયાકા કરો જતન. સતસંગત સુબુધ્ધી આપજો, કરજોડી કહુ સતવચન. કામકરોધ કબુધ્ધી ટાળજો, નીરમળ અંગ મારૂ કરજો મન. ઘણુ ઘણુ શું કહીએ અંબામાં રાખી ફીકર કરજો રખેવાળ. સંકટ દૂઃખ મારૂ–૧

બીજી અરજ એક શુણજો અંબામા રણુ સબંધે આયા અહીં, બંદગી કરી તારૂં દેણુ મટાવી ઝટ પટસેં ફીર જાના તહી. મુદત બાંધીને આયા જગતમેં ઉસદીનકી મુજે ખબર નહીં, કરજો કીમાં સવાલ કરૂ માહરા મનના મનોરથ પુરજો સહી. આન અચા નક પડશે કાયા જમ જીવ લઇ જાશે તતકાળ. સંકટ દૂઃખ–૨

ઉસીદીન મેરા બુરા હાલહેં કરજોડી કહું પાએ પડી, ઉસખાતર સબુધ્ધી આપજો તુમકું કયા કહું ઘડીઘડી. ગર્ભ વાસમાં રહીકરીને વાતો કરીતી બડીબડી, ખુલ્યા બંધ દૂનીઆમેં આયા ગફલત મા મા જાગનડી. તારણુ તરણુ તુમતો જુગતા તેરા નામકી પકડી ઢાળ. સંકટ દૂઃખ–૩

હવે માજી મારી ફીકર તમને કર જોડી કહું છું કંગાળ, જ શ અપજશ માજી હવે તમને હું અજ્ઞાની તારેબાળ. જેવી તરેહ ની બુદ્ધી આપી તેવી તરેહથી ચાલીસ ચાલ. તારા ભગતની નીંદા કરશે તે નકે પડસે ચંડાળ. અમીચંદ કહે છંદ બનાવી કરી કરૂણા સબુધ્ધી આલ. સંકટ દુઃખ—૪

## છંદ. ૧૧

જળ બીન તલપે મછલી અંબા મા, દરસાણબીન તલપે તેમ નેણ; નેણ નીરખસે નખશીખ છબીમાની, જદ કાયામે હોવે ચેહેન. ચેહેન પડે ચશમોસેં દેખે, અત્ર ભુજીમાં ગુણ ગભીર; બીડ બા ગો મારી સારદા ભવાની, દરશણ બીન નહી રેહેતી ધીર. ધીર ધરે નહી જીવ હમારો, નેત્રથી વહી ચાલે નીર; નીર જમનામે તલપે ગોપીકા કૃષ્ણ કદમ લે બેઠે ચીર. ચીર બીના જેમ તલપે ગોપી, દરશણબીના તલપે તેમ નેણ. નેણ નીરખશે—૧

ચેહેન પડે નહીં દરદીકું તેમ, દરશણબીના મુજકું ના સુખ; સુખ સમરણમાં રખુ તુમેરા, જેમ ભુખેકી ભાંગે ભુખ. ભુખરખુ દર સાણકી તુમારી, નખ શીખસેં નીરખું માનું મુખ; મુખભરી ચ શમો સેં દેખું, જદ કાયાકા જાવે દુઃખ. દુઃખ દુર કરો દીન દયાળી, આંધે કુ તમ આલો નેણ. નેણ નીરખશે નખશીખ—૨

ચેહેન પડેનહીં ચાચર વાળી, સેવક તમારો કરેટલવલ; ટલવલ કરી દરશણ માગુ, મારી આગુ અચાનક આવશે અદલ. અદલ આવી જદ પકડશે કાયા, ઝટ પટસેં દમ ચલા નીકલ; નીકલ ગએ જમ લે જાયે બાંધી, મનખા અવતાર જશે અફલ. અફલ, સફલ દરશણથી

હાવે અંખિકું મીલ જાવે નેણુ, નેણુ નીરખસેં નખસીખ—૩

ચેહેન પડે નહી સીતા બીના જેમ, રામચંદ્ર રઘુવીરધીરે; ધીરે હનુમાન સોધ નીકાસે કુદી સમુદ્ર લંકામેંગીરે; ગીરે હનુમાન અશોક વાડીમેં રામનામદ માહાલારે; વીરશબ્દ શુણી સીતામાને તતક્ષણ આવી ધીરે; ધીર આવી જોઇ રામ મુદ્રીકા તેમ દરશણથી સુખ પામે નેણ; નેણ નીરખસે.—૪

ચેહેન પડે નહીં તેરા ચાકરકું, લક્ષ ચોર્યાશીકા ફેકર ખડી; ખડી હકીગત માજી તુમારી, ગફ્લત માયા જાલ પડી. પડી કાયા ફીર લક્ષ ચોર્યાસી, આ ભવન નહી આવે ઘડીઘડી; ઘડી પલકી ખ ખર તુમકું, આવો માજી તમે સીંગેચડી. ચડી આવો કહે અ- મીચંદ માં મેહેરદ્રષ્ટીથી મીલાઓ નેણ નેણનીરખતેં નખસીખ છબી માની જદ કાયામેં હાવે મેહેન—પ

છંદ. ૧૨

સાચુ સમરણ અંબામાનું આ સંસાર સઘળો ખોટો, છે છેછે છે નદીનદીમાં જેમ પાણીનો પરપોટો. કચી કાયા ઘર ભા ડુતી. પંચતત્વનું થયું તઇઆર, જીવ મુસાફર આવી રહ્યા માહી અવધ બાંધીને ધર્યો અવતાર. કાયા સેહેરમાં મન સોદાગર પ્રવૃત્તી નીવૃતી બેનાર, પરવરતીના પાંચ પુત્ર કામ, ક્રોધ—લોભ—મોહ—મદ નિર્ધાર.તે પાચોએ વેપાર કીધો તે વેપારમાં લાગ્યો ટોટો. છે છેછેછે. ૧

વુઠીપેઠી લુટી કાયા, નથી જમડાનું વાધ્યું જોર; નાઠી પર

વરતી નાહા પુત્ર પાંચ કામ ક્રોધ જે ચોરના ચોર. કરનારા તો ભાગીગયા પણ જીવ બાપડો પડયો અઘોર, ચોર કરી જેમ બાંધ્યો જીવને માર માર કરી શોરબકોર. પડે મારને રૂદન કરે જીવ નીવૃતી સામુ જોતો; છેછેછેછે ૨

નીવૃતી કહે સુણો રાજા પ્રવૃત્તી હમારી ભાગીગઇ. નીવૃતીના પુત્ર ધર્યા જે દયા ધરમ હીરદેમેં વસી. તપજપ કરે ધરમધ્યાન તેને બાજી વાતની નુન્ય કરી; આખર વખતે વેમાન આવ્યું અંબા ના મસે ગયો બેશી.નીવૃતીથી સ્વર્ગ ગયો જીવ પ્રવૃત્તીથીરોતોતો. છેછે-૩

પ્રવૃત્તી મારી દુર કરી નીવૃતીનો કરાવજો સંગ, જોબન જુવાની જતી રહેશે જેમ ઉડી જાએ ગુલાબીરંગ. માહારાજગીર કહે ભુખણદાશ તેને જીતી જગતમાં કરીસતસંગ; અમીચંદ કહે છંદ બનાવી ગીડગીડતાલ બાજે મૃદંગ. જનમ લઇ જનુની નહીં જપ્યો મીથ્યા અવતારછે ખોટો. છેછેછેછે—૪

## છંદ ૧૩

પ્રથમ નમુ ગણપતી માત સરસ્વતીનું ધરતાં ધ્યાન, કંઠ વાણીદો બુધીગ્નાન. મા કર મનસુગો ધરસે આયા માજી તમારે ધામ, પ્રથમ જે બોલુ તુમારા નામ. હે ચરણ સીશ માની છબી નીરખી કરૂ માને સલામ, તેરી ભગ્તીસેં હુએ આરામ. મા હરદીસ તારૂ ધાનધરી માં કરૂ તારૂ પીછાન, કંઠવાણીદો બુધ્ધી ગ્નાન—૧

મુળસ્થંબથી કહુ માજી હું સૃષ્ટીકા વીસ્તાર, અખંડ જોત ની

રગુણ નીરાકાર. ઇછા શકતીને પ્રગટ કીએ બ્રહ્મા વીશ્નુ રૂદ્ર તહ્ય ચ્યાર, રૂપ પ્રલેથી કીયા ભરથાર. પણ લક્ષ્મી સાવંત્રી ઉમીઆ મા તા એ ત્રીગુણકા મંડાણ; કંઠવાણીદો બુધ્ધી ગ્નાન–૨

તેરી માયાકા પાર નહીં બ્રહ્માદીક ભુલજાતા, તેરા કોઇપાર નહીં પાતા. પણ બ્રહ્માવીશ્નું રૂદ્ર હું કહું મેં તેરા ગુણ ગાતા સકળ ઘટઘટ મેં ફેલાતા. પણ સ્વર્ગ મૃત્યુ પાતાળ કે ચૌદા ભુવન ધરે તારૂં ધ્યાન; કંઠવાણીદો બુધ્ધી–૩

મે હું તુમેરા દાસ ગુનેગાર બંદગી તેરી કરતા, તેરે ચરણો પર શીશ ધરતા. તેરે સરણમેં જેકોઇ રહેવે નહીં કીનસે દરતા;મહા રાજગીર તેરા ધ્યાન ધરતા. પણ અમીચંદ ને છંદ બનાયા ભજો અંબા જુગજાણ; કંઠવાણીદો બુધ્ધી–૪

## છંદ ૧૪

સબ રૂઠે તો રૂઠે સબામાં તુમ રૂઠે સંતાપ હુવા, વમળવસીના વસીના દેરા જલ બલ ખાખ હુવા. વમળ વસી નામે એક સાવક બાપ મુવે બેજાર હુવા, તેની માડી પરઘેર, પરઘેર ભરે પાણી ના ચાર હુવા. પાચ વર્ષનો વળમ બાળેક દુઃખીઆ અપરમ પાર હુવા, મોસાળ જઇ વસીઆ,, વસીઆ, નીર્ધનીઆ નોધાર હુવા, જઇ નીશાળે ભણ્યો નહી કંઇ પેલા જનમનાં પાપ હુવા. વમળ વસીના–૧

મામા ઘેર જઇ ભાણેજ વસીઆ, ગાએ ચારી ગોવાળ હુવા વમળ વસીના, વસીના માજી એવા હાલ હુવા. એક સમે ગુરૂ ચરણે લાગો ગોર કેહે સાવક બાળ હુવા. તમે શુણો વમળજી, વમળજી ક્

રજો ધરમ તમે નહાસ હુવા. વમળ કહે કહેશો તે કરશુ ગુરૂ તમે મા બાપ હુવા. વમળ વસીના—૨

આરા સુરમાં અંબામાતા વમળ પર પરશન હુવા, માની ગા એ ચરાવી. ચરાવી વમળ તો તનમંન હુવા, સઉસઉની તો ગાયો સોપી વમળ વીચારે મન હુવા, આ ગાએજ કોની, કોની કહી અંબા ભુવન હુવા, ગોવાળ જાણી કરી કરૂણા દરશણ આપો આપ હુવા, વમળ વસીના—૩

અંબા માતા જગત જનુની તું જુગજુગ દાતાર હુવા, વમળ વસીકુ, વસીકુ દોલત અપરમ પાર હુવા. ગુરૂ કહે બંધાવો દહેરા મા જીકા આધાર હુવા, જઈ કહ્યું માજીને, માજીને રતોવાઈ તઈઆર હુવા, દેરા બાધી કોણ પરતાપ પુછયું, વમળ કેહે ગુરૂ પરતાપ હુવા, વમળ વસીના,—૪

એક સોં આઠ તો દેરા બંધાવ્યા, આરસ પહાણ ચમકાર હુવા, ગુરૂ પરતાપ શુણી, શુણી માને કરોધ અપાર હુવા. નાસ વમળ કહી છુટી જવાળા દેરા પ્રલેકાર હુવા. મા પરતાપ કહીને નાઠો વમળ હાહાકાર હુવા. ભુલ્યો માજી મને માફ કરો એ દેરા માજી પરતાપ હુવા, વમળ વસીના.—૫

ગદગદ કંઠે કરે વીનતી હવે માજી મને ભાન હુવા. દુઃખીઆરો જાણી, જાણી તમ થકી આશાન હુવા, માં પરતાપે પાચ દેરા રાખ્યા, ગરીબ નવાજ મેહેરબાન હુવા, મારાજગીરકું. ગીરકું માજી તુમારા ધ્યાન હુવા, હે અમીચંદ કેહે છંદ હરફ કડી બંધ માજી પરતાપ હુવા. વમળ વસીના—૬

## છંદ.

અંબે ગરીબ નીવાજ આજ તું મેરી મદત રેહેના ચઇએ, સકળ સભામે, સભામેં મુજે ગ્યાન દેના ચઇએ, મેં તો ખડા હજુર તુમારા મજુર સાહે કરના ચઇએ, માજી હમારી, હમારી અરજ કાન ધરના ચઇએ. માજી હમારી; મેં કગરૂ કંગાળ તુમારા બાળ દુ:ખ હરના ચઇએ, આદભવાની, ભવાની હમકુ તેરા દરસણુ દેના ચઇએ, આદ ભવાની; તુમતો માજી આવો હમકું બચાવો, મેરી સંભાળ લેના ચઇએ, સકળ સભામેં સભામો મુજે ગ્યાન દેનાચઇએ, સકળ સભામેં—૧

આવી તમારે ધામ જપુ મુખનામ, ગુણગાના ચઇએ, હમકુ માજી, માજી તેરા દરશણ પાનાચઇએ, કોઇ કોઇને અનેક હમારે એક ટેકા આના ચઇએ માજી તુમારે, તુમારે મારી વારે ધાના ચઇએ. સંકટ દુ:ખમાં, કાપ તમે મા બાપ તમકું કહેના ચઇએ, સકળ સભામે, સભામે—૨

માત તાતને ભ્રાત તમેછો, તેરા નામ સાહાના ચઇએ. ગુણુ ગભીરતું. ગંભીરતું, તેરામંન માના ચઇએ. નોધાર્યા નીરધન લારૂ ફરજંન દયાલાના ચઇએ, મુજ બાળકપર, બાળકપર, માજી તુમને ચાહાના ચઇએ. મારૂ નથી માં કોઇ એકલો જોઇ મદત રેહેના ચઇએ, સકળ સભામે, સભામે. મુજે ગ્યાન દેનાચઇએ—૩

એ માયાકા સંસાર તેરા આધાર, જસ દેનાચઇએ, તેરા દાસ કું, દાસકું તેરે શરણુ રહેના ચઇએ, તેરા દાસકું. ભીડ પડે ત્યાં આવી

હમકું બચાવી કર લેનાચહીએ, માજી હમકું, હમકુ સબુદ્ધી દેના ચહીએ, કહે અમીચંદ કે છંદ બનાવી અંબે અંબે કેહના ચહીએ. સકળ સભામે. સભામે મુજે ગ્યાન દેના ચહીએ. સકળ સભામે—૪

## છંદ. ૧૬

આદ શક્તી મંમ માયા અંબીકા તેરે ચરણે શીશ નમાવીંગે. તેરે નામસે. નામસેં ભવ સાગર તીર જાવીંગે. લક્ષ ચોર્યાસી ફેરા ફરતા અબ મનષા અવતાર આએ. તુમ ચેતોને પ્રાણી. પ્રાણી ભગતીસેં મુકતી પાએ. નવ માસ ઓધરમાં રખા મુજે પકડ ઝકડકર બંધવાએ. મેં કરી તપસ્યા, તપસ્યા કરી બંદગી તેરા ગુણ ગાએ.

## રેકતા

પ્રાણી ગદગદ કંઠે કરે બીનંતી અપારે. જીરે કરે
કરીશ ધરમ ધ્યાન પુન્નદાન આપો અવતારે. જીરે આપો
કરીશ તપજપ જીતી જાઊ જગત સંસારે. જીરે જગત
ઊંધે મસ્તકે ધ્યાનધરી તેરે નામકી માળા જપાવીંગે.
તેરે નામસેં નામસે ભવ સાગર—૧

એસી સરતસેં જનમ્યો પ્રાણી, ખુલ બંધ દુનીઆમેં આઓ માત પીતા સઊ, કુંટબ કબીલા હરખાએ, તેરી માયાકી જાલપડી સો કહયા બચન ઓ ભુલવાએ, જનમ લીઆકે, લીઆકે ઊંઆ ઊંઆ બતલાએ.

## રેકતો.

માારી બાળ અવસ્થા ગઇ રમતા જારે. જીરે, રમતમાં,
ફીર આઇ જુવાની દીલમાં કરૂં વીચારે. જીરે, કરૂ,
ચોરી ચાડી ચુગલી બુરી ભરૂ ભંડારે. જીરે, ભરૂં,
પરનારી પરધનકું હરતા સો નર ગોથે ખાવીંગે.
તેરે નામસેં નામસેં ભવ–૨

ગઇ જુવાની આયા બુડાપા થરથર ધ્રુજને લાગ્યુશરીર, નાક ગળે જદ, ગળેજદ નેણોમે સેં વહેતા નીર. અંતકાળકી વખત હુઇ પ્રાણી ઘભરાતે નહીં રેહેતી ધીર, જમડા આયા, આયા પડયુ રહ્યું શરીર.

## રેકતો

જમ જીવ લઇ જાતા માર મારગમે મારે. જીરે. મારગમાં
ધરમરાજ લેતે હાજરી કરે બીચારે, જીરે. કરે.
ફીરૂ લક્ષ ચોર્યાસી પીછા ધરો અવતારે જીરે. અવતારે,
જેસા પ્રાણી કરમ કરીગે એસી નસીએત પાવીંગે,
તેરે નામસે નામસે ભવ–૩

એસી હકીગત હોઇગી હમારી. મંમ માયા સુણલો અરજી, તુમજુગ જુગ દાતા, દાતાર ધાન ધરૂં તેરા બહુચરજી. મેતો તમારે દ્વાર ખડા આજ સીધ્ધ કામ મેરા કરજી. હું તો તમારી, તમારી કરૂ બંદગી માં છીગીં ગરજી.

## રેકતો

મારા મનડા તણી બહુચરમાં પુરજો આશે. જીરે પુરજો

માં હાથ જોડી માગુછુ તમારી પાસે, જીરે તમારી,
માં આખરી વખત નહીં નામ તમારૂ દ્વાસે, જીરે નહીં
ફક્ત આવી મારૂ કંઠ રૂંધસે અમુલ ગફલત ખાવીગે.
તેરે નામસેં નામસેં ભવસાગર—૪

સંસાર રૂપી સમુદ્ર વેહેતા ઉરમે ડુબે કંઇ તપ ધ્યાની, તેરી માયા જાળમેં, જાળમે પડે ગફલત કંઇ મુની ગ્યાની, તારા નામ રૂપી મેં હોડી બનાઇ પાર ઉતારો આ આણી, બુડેકું તરાવો, તરાવો માં ભગતન તારો જાણી.

## રેકતો.

માં હાથ જોડી કહુ અરજી મારી સીકારો, જીરે મારી
હું ગાંડો ઘેલો પણ થયો ભગત તમારો, જીરે ભગત,
નથી કોઇ મારૂ હું નીર્ધનીઓ નોધારો, જીરે નોધારો.
અમીચંદ કહે છંદ બનાવી તેરે નામકી માળ જપાવીગે.
તેરે નામસે નામસે ભવ--૫

## છંદ ૧૭

માની વાડી બની ગુલજારે, મહીં ખીલ્યા ફુલ અપારે; લો ખશબો ખપરવાળી, કરી મુકતી ગયોછે માળી; ભરી કમાન ઊપર જાળી, મોગરાની ખશબો ચાલી.

## ઝુલ

તરેહ તરેહના ફુલ ખીલ્યા, તેની બની ઘટા ઘનઘોરે;
નારંગી ગુલબાસ ગલગોટા, ગજ વેલી ખુબ જોરે.

તન મનીઆ ત્રણ પાંખડીઆ, માં મેહેકી રહયો ડમરોરે;
નાફરવાની ગુલ્લાલા ખીલે, ખીલી રહયોછે મહોરે.
માંએ સજયો સોલે સણગારે, નેણોમે કાજળ સારે; ૧
માની વાડી બની ગુલજારે;–૧
જુઇ જાઇ ખીલી ગજવેલી. જાસુક સેવટી ચંપેળી, બી
લપત્ર મોહન વેલી, માલતી ખીલી સાહેલી,

## ઝુલણ

પારજાતીક ધંતુરો તુલશી, બીલપત્ર બીરાજે;
અગથીઓ ડમરો કહીએ, તેપણ શોભે આજે.
કેસુરી પદમ કમલ કાળા, રાખો ભગતની લાજે;
ફુલતણી કહીં શોભા ન જાએ, કરજો ભગતના કાજે.
કહુ ફુલજ ન્યારે ન્યારે, ચંપાની હારો હારે,
માની વાડી બની ગુલજારે–૨
બાર માસી બોરીઆ રાતા, દાવદી કરેણા મદમાતા, સદા
ગુણ તમારા ગાતા, થાએ દરશણથી શુખસાતા.

## ઝુલણ

લાલ લીલા પીળા સપેત કાળા, પંચ રંગ મીલાણી;
અરે અરે અંબા અલબેલી, સદા તેરા ગુણ ગાણી.
સમી સપેત કમળ કસુંબો, વાડી માહે સોહાણી;
જમાલ ગોટા જોઇ હરખે મન માહરૂં, માને શીશ નમાવું.

તું છે જગત આધારે, હું કહું મા વારમવારે,

માની વાડી બની ગુલજારે—૩

ખુબ ખીલી વાડી અનમુલે, શુરજ ફુલ વચે ઝુલે, છે સુ
બાવેલના ફુલે, મારી અરજ કરો કબુલે.

## ઝુલણ

સેંત પત્ર કમળ કેવડો, અંકી રહયો અપારે;

આપ નીરંજન ઘટમેં રેહેતી, ભમર કરે ગુંજારે.

આવી રહી દાડેમ કળી. માને ગળે ગુલાબનો હારે;

ખુબાગુદાશ ગયા ચુનીલાલ. તે આવ્યા તારે દવારે.

અમીચંદ છંદ તઇઆરે, મા કીધો તારે આધારે,

માની વાડી બની ગુલજારે—૪

## છંદ ૧૮

સુરતતો સુનેકી સુરત, ધીઇઆ ફુલીઆમાં જો રહીયાં; અ
બામાનું; માનું તખત દેખી સબ મોહ રહીયાં.

પ્રથમ પોળમાં પૈઠો તમારી દરવાજામાં આ રહીયાં, બાર
પગથીયાં, પગથીયાં ચડી સનમુખ ઉભા રહીંયા. હાથ જોડી માને
શીશ નમાવું ગુણ તમારા ગા રહીંયા, કરી દરશણ તમારા, તમા
રા મેરા દીલ હરખા રહીયા.

## ઝુલણ ભજન રૂપી

માના મુખડા ઉપરરે, કોટી કોટી ચંદ્ર તેજ ખીલા,

કયા કહું તમારી શોભાંરે, અપરંમપાર રચી લીલા;
મુગટ તમારો શીરે જડયોરે, મહીં પંચ રત્ન પોખરાજ લીલા.

## રેક્તો

કાનોમેં કુંડલ ઝલકી રહયા, જેસી બીજલી કરેછે ચમકારે;
કાલી ગાંડી પાટીયા બીરાજે, ગળેમેં નવ શેરો હારે.
કડા સાંકળા બાહેં બાજુબંધ, વેડ વીટી કરે ચમકારે.
સુંદર મુખ ઊપર વાળી શોભે, નેણોમેં કાજલ દો રહીંયાં,
અંબા માનું. માનું તખત દેખી.—૧
પાઊંમે પાએલ તોડા ગેંડોડા, અ ગુલર વીછવા ગાજી રહીયાં;
છલ્લા છત્રીટીયાં. છત્રીટીયાં છનન છનન બાજી રહીયાં. ચીણગાઠી ચમકલી શોભે. શોભે શણગાર સજી રહીંયા, અંબામાનુ, માનુ કરી દરશણ ગાજી રહીંયાં.

## ઝુલ

માની જમણી બાજુરે, ગીરજાનંદન ગણેશ ગાજે;
ડાબી બાજુ શંખન પુરીરે. માતા બહુચરા આપ બીરાજે.
મા સુંદર તમારો ધબારો રે, મહીં ધનનન ધડીયાળોબાજે.

## રેક્તો.

માને ધભારે ચાર કમાન છે, કમાને કાંગરા બારે;
એકેકી કમાને ત્રણ ત્રણ હાંડી. ચારે ખુણે સળગી ચારે,
વચ્ચે ઝાડ દીવાલગીરી ફરતી, તકતા ને શોભે હારે.
છત્રી જોઇ મારૂદીલ હરખ્યુ, શીર પર તોરા હોરહીયા.
અંબામાનું માનું, તખત દેખી-૨

અની ઘટા ઘન ઘોર દેશમાં,જેજે સબ્દ વરસી રહીંયા. સઊ સેવક તમારા, તમારા દરશણકું તરસી રહીંયા. બ્રાહ્મણ કરે ચંદી પાઠ વેદી વેદ ધુંન સરસી રહીંયા, અંબામાને, માને હાથ ચક્ર ફરશી રહીંયા.

## ઝુલ

આરસેવક છે તમારારે, વારા બાંધી કરે સેવા;
દુર્ગાશંકર ગ્નાનીરે, ભાવે નીત ધરે મેવા.
મોતીરામ ને ગીજીયાશંકરરે, શોભે છેલ છબીલા જેવા.

## રેકતો.

વારા બાંધી સઊ કરે આરતી, ભાવ ધરી તારા દાસે;
ભદ્રાશંકર ને છોટેલાલ, ચમર ઢાલે ઊભા પાસે.
નોબત ગગડી ઘડીઆળ વાજે, ભગતનફી કરે આસે;
લલુભાઇ ને હરીશંકર માં, તેરે ચરણ દુધ ધો રહીયાં.

અંબામાનું, માનુ તખ્ત દેખી-૩

રંગ મંડપમે રચી રચના, તાલ મૃદંગ બાજી રહીયાં, ઉઠે રાગ રાગણી, રાગણી સારંગી ગાજી રહીયાં. ઝર મર ઝર મર છુટે ફુવારા. ઇંદ્ર સભા લાજી રહીયાં; માનુ દરબાર દેખી, દેખી સબ ખળ ખટ રાજી રહીયાં.

## ઝુલ

માની વાડી માંરે, ચંપા કેવડા ખીલ્યા અપાર;
જુઇ જાઇ સેવટી નાફરવાનીરે, બટ મોગરા ગુલહજાર.
જવેલી ને ગલગોટારે, ગળે મોતી ચુડનોછેહાર.

દોહરો

સંવત ૧૯૨૭, માગશર સુદ ૧૫ બુધવારં,
માહારાજગીર ને બુખ નુહાલ. માં ધ્યાન ધરેછે તમારૂં;
અમીચંદને વીજયાશંકર કંપ. કામ કરો માં હમારૂં;
ચત્રભુજ ચંત્યા દુર કરજો. દાશગુણી સુખ હો રહીયાં;
અબામાજું. માનું તખત દેખી-૪

છંદ. ૧૯

માની અરજ શુણો અંબાજા બહુચર બાલી; મહાલક્ષ્મી મા સીમાત કરો રખેવાળી. માનું તખત દેખી ફાંકડુ કે અપરમ પારે માએ નખસીખ સજ્યા શણગાર ગલે બીસ હારે. હાથે કડા સાંકળા રત્ન મણી ઝળકારે, માએ જડી દંતાર રેખ કરે ચમકારે. છુમ છનન છનનબાજે પાઉમેં પાએલ ધમકારે, શીર મુગટ છત્ર ઓર નેણમેં કાજલ સારે. દામણીફુલ અકોટી નાકમેંવાળી. માહા લક્ષ્મી.—૧

હું ભુલ્યો ભટકતો આવ્યો તમારે દ્વારે, માને દંડવ્રત પ્રણામ કરૂં નમસ્કારે. તું આદ શક્તી મમ માયાનો અવતારે, કીયા સ્વર્ગ મૃત્યુ પાતાળ કે નવ લખ તારે. તું નીધેનીઆ નોધારાની આધારે તેં જળ સ્થળ મેરૂ પ્રગટ કીએ સંસારે. બન બનમે બનસ્પતી ખીલ રહી હરીઆલી. માહાલક્ષ્મી—૨

જીવ જંત પસું પક્ષીની કરે બરદાસે, તું ઘટઘટ બ્યાપીક આપરૂપ પ્રકાશે. હું અજ્ઞાની અપરાધી તમારો દાસે, જુવો

મેહેર દ્રષ્ટી મારૂં પાપ પ્રતેકાર થાશે.તારૂ, નામ ગરીબ નવાજ પુરો મારી આશે. કરગરી માગું કંગાળ તમારી પાશે. મારા મનના મનોરથ પુરોની આસવાળી. માહાલક્ષ્મી—૩

આજ આણુંદ ભયો તેરે દરશણ પે સુખ પાયા, થયુ પાપ નિવારણ નિર્મળ હોગઈ કાયા. કહે માહારાજગીર મોહમ સર છોડી માયા, કામ ક્રોધ તજી તેરે નામસે ધ્યાન લગાયા. સંવત ૧૯૨૬ મેં છંદ બનાયા ભાદરવા શુદ આણુંદ ચઉદસે ગાયા. કેહે અમાચંદમા પાર ઉતારો હાથ ઝાલી. માહાલક્ષ્મી—૪

## છંદ. ૨૦

ભજન રૂપી છંદ

કર સત સંગત મન માજી ભજ; પીએ વીખ પ્યાલા અમરીત તજ
કર સત સંગત મન માજી ભજ— ટેક

એ અંબા નામ અમ્રત રસ; તે તો પીઇ લે પ્યાલા પરેમ આણી મસ; પંચ ઇન્દ્રી સ્વાદ છોડો ચડસ; ચઇ સો પ્રાણી પડસે લપસ; કર સત ગરૂ ચરણે લગાદો રજ
પીએ વીખ પ્યાલા—૧

એક ચીતમન ધર અંબાનુ ધ્યાન; કર પરખ નીરખ અંબા પીછાન; હીરા રતનમણી અંબાને જાણુ; બીજુ સર્વ ગણુ પથ્થર સમાન; ભજ અંબાનામ રાખી ગરજ; પીએ વીખ પ્યાલા—૨
સંસાર સેહેલ માયાની જાળ; તેને મોહીમોહી કેમ આણે વહાલ; નહીં આવે સાથ કોઇ અંતકાળ; મુક કથીર પ્રાણી કંચનને ઝાલ; કહા ભુલે પ્રાણી મનડાં સમજ પીએ વીખ પ્યાલા—૩

તું તો સમજ મન કરલે કબુલ; એમાયા જાળ આખર ધુ-ળ; રેહેશે વાશ જાસે કરમાઇ ફુલ; કહે અમીચંદ શુણજો અરજ પીએ વીખ પ્યાલા—૪

## છંદ. ૨૧

અરે તું કેમ જાએ ભુલ ભુલ, માર ને માજી નામફીફુલ. અરે તું કેમ જાએ ભુલ ભુલ. ટેક

ત્રેતા યુગમા સી તામાતા, લંકાહતી અન મુલ;રાવણ મારી લંકાબાળી, ત્યાં તો ઉડતી ધુલ; અરે તું કેમ જાએભુલ ભુલ —૧

દ્રાપરમેં દરજોધન રાજા, ઘણો ફરે ફુલ ફુલ;તે પણ રણમાં ગયો રોળાઇ,જીત્યા ભીમ નીકુલ, અરે તું કેમ જાએ ભુલ ભુલ—૨

આપૃથ્વી પર કંઇક થયા, કંઇ ક થશે અજી અન મુલ; સઘ ફરે આપર માતાનુ સોભે હાથ ત્રીશુલ. અરે તું કેમ જાએ ભુલ—૩

ભવ જળ પાર ઉતારો માજી, અરજ કરો કબુલ; અમીચંદ કહે જુવો મેહેર દ્રસ્ટી, જાવે ભાએગખુલ. અરે તું કેમ જાએ ભુલ ભુલ. —૪

## છંદ. ૨૨

તું જે નમુ ચરણ, આયા શરણ, બીઘન હરણ દુઃખ ટાલો તુમ; તું જે નમુ આજ, રખો મેરી લાજ, શીઘ કરો કાજ દુઃખ ટાલો તુમ. આયા તેરે ધામ, શીધ્ર કરો કામ, સુલકો પર નામ, કરતી હે તુમ; ચુની ચમકાર, ગલેમેં હાર, શોભે શ

ણગાર, ધરતી હે તુમ. દેખી તેરા મુખ, હો જાવે શુખ. મેરે તનકે દુઃખ હરતી હે તુમ; જપુ તેરા નામ, હોવે આરામ, શી ઘ્ર કરવા કામ, ફરતી હે તુમ.

રેકતા

શીઘ્ર કરો ભગતનકે કાજે,
શીઘ્ર શબ્દ રણ તુરી બાજે.
અસંખ દૈત્ય કર દીએ પ્રાજે.

દુસ્મનકુ માર, કરતી પોકાર, કર ધરી હથીઆર, લઇ ભાલો તુંમ; તુજે નમું ચરણ-૧

દુસ્મનકુ દુર; કીયા સુર સુર; અસંખ અસુર માર ગાજી તુંમ. કીયા કરૂ બીસ્તાર; નહી આવે પાર; બન કર અસ્વાર ધાઇ માજી તુંમ. સતરૂકુ માર; કીઆ તારમતાર; દેરા મોજાર, બીરાજી તુમ. પાએલકા બહાર; ઘુઘરૂ ઘમકાર; સબ સજી સણુ ગાર મેરી માજી તુમ.

રેકતા

જળહળ તારી જોત ઝળકતી;
દામણી ફુલ અકોટી લળકતી;
દો દતન પર ચુની ચલકતી;

તુંમ દીનદયાળ, કરોપ્રતીપાળ, હું તારો બાળ હાથ જાલોતુમ.
તુજે નમુ ચરણ-૨

સંસાર ખાંડેકી ધાર; ઊતારોપાર; માજી હાથ ઝાલી તુમ. મીથ્યા સંસાર; સબ પરીવાર; ક્યાકરૂં વીસ્તાર મતબાલી તુંમ

બાળબંધ માત, બેહેન તરીઆ તાત; નહીં આવે સાથ અંતે વાલી તુંમ. કળજુગમે આજ; સકતીકા રાજ; સીધ્ધ કરનેકાજ માં ચાલી તુંમ.

રેકતો

બાળાપણ રમતમે ગુમાઇ
ચડા જોબન જુવાની આઇ
કામ કરોધ મમતામે ગુમાઇ

અબ ધરૂં તેરા ધ્યાન, મુજે માગો આન, મુજકુ આગાન અબ ચાલો તુમ તુજે નમુ ચરણ—૩

મેરી અંબેમાત, જપુ તેરા જાપ, મુજ બુધ્ધી આપ કંકાલી તુંમ. ચોસેંટકુ પરણામ, સબકુ વરણામ, રહયા શીસ નામ મત—બાલી તુંમ. કર જોડી પાસ, ઊભો તેરા દાસ, પુરો મેરી આસ બાપર વાલી તુંમ. હોજા પરશન, દેના દરશણ, મેરા હર જીવન બહુચરબાલી તુમ.

રેકતો

એક ચીતસેં તેરા ધ્યાન લગાઊં,
આઠ પેહેર તેરા ગુણ ગાઊં,
બગ્ગી ક્રીએ બીન કહા ફળ પાઊં,

કેહે અમીચંદ, માજીકા છંદ,-સદા રહે આણંદ સબ ગાવો તુમ, તુજે નમુ ચરણ.—૪



